શ્રી હરી ભક્તો માટે

# ભક્તોની વાણી.


છપાવી પ્રસિદ્ધ કર્તા.
ડુંગરલાલ મગનલાલ ડુંગળવાળા.





આવૃત્તિ પહેલી   પ્રત

સંવત ૧૯૮૭   સને ૧૯૩૧

યુનીયન પ્રી. પ્રેસમાં પટેલ રામચંદ હીરાચંદે છાપી.
કાલુપુર કપાસીઆ બજાર અમદાવાદ.

કિંમત ૦—૨—૦

ગૃહસ્થો આપના બાલક બચ્ચાંઓને પવિત્ર ને પ્રેમી કરી ઘર સંસાર સુધારવા ચાહતા હો તો લ્યો મંગાવો ને વંચાવો

# પવિત્ર લલિતા

અને

# તરૂણ યોગી



પ્રીય વાંચક વૃંદો આ નવલ કથામાં મનુષ્ય જાતીને ડર હમેશ વ્હેમો દુર કરવાને વ્હેમનો ચિતાર આ પુસ્તકમાં આબેહુબ આપ્યો છે, વળી મીત્રની ફરજ કેવી છે, તે પણ ખુલ્લી રીતે દર્શાવ્યું છે. પતિ મેળવતાં પવિત્ર સ્ત્રીને શું શું દુઃખ પડે છે, અને પતિ પત્નિનો પ્રેમ કેવો નિર્મળ છે. તેનો આબેહુબ ચીતાર આલેખવામાં આવ્યો છે માટે તાકીદે મંગાવો. તેની તેની કીંમત ફક્ત **આઠ આનાજ** છે માટે આઠ આનાની ટીકીટો મોકલી મંગાવો ટપાલ ખર્ચ માફ, વી. પી. થી મંગાવનારને ટપાલ ખર્ચ જુદું.

મળવાનું ઠેકાણું:—

**કેશવલાલ મગનલાલ દુધવાળા** માળપુર રોડ—અમદાવાદ.

# ભકતોની વાણી.

## ભજન.

રજભાર સુખીઆ કોઈ ન દેખ્યા,
જ્યાં જાઉ ત્યાં સુખડુ ન હોઇ મેરે લાલ, ટેક૦
જમીં બી દુઃખણી આશમાનબી દુખીયાં
પવન પાણીને સુખનવ કાંઇ મેરે લાલ, રજ૦
ચાંદાબી દુઃખીયા સુરજબી દુઃખીયા,
નવલખ તારાને સુખ નવ કોઈ મેરે લાલ રજ૦
રાજાબી દુઃખીયા પ્રજા બી દુઃખીયા;
નરનારીને સુખ નવ કાંઇ મેરે લાલ રજ૦
જોગીબી દુઃખીયા ભોગીબી દુઃખીયા;
તપસી સન્યાસીકુ સુખ નવ કાંઈ મેરે લાલ રજ૦
મછંદરના પુત જતી ગોરખ બોલ્યા,
ભજન કરે સોય નર સુખીયા મેરે લાલ, રજ૦

## ભજન.

અબ મે કયા કરૂં મેરા ભાઇ, મરઘલા ગયા ખેત સબ ખાઇ ટેક૦
કેસર કસ્તુરી ખાતર મીલાયા જલ જમનાકા પાણી
રામ લક્ષ્મણ ભરી ભરી લાવે સીંચે સીતા માઇ અબ૦
પાંચ મરઘલા ઓર પચીશ મરઘલી, રહત હંસા વનમાંઇ.
ઇહાવનમેં હે ખેત હમારા, મરઘાં ચરી ચરી જાઇ. અબ૦
ખેતકા ધણી જબ આયા ખેતમેં, અધવચે ઉભા આઇ

જાગું તબતો ભાગી જાવે, સઉંત બચ રજાઇ, અબ૦
તલખ તરવારાં સમરણ છાલાં જ્ઞાન કમાન ચડાઇ
તુરત મુસ્તકા કરલે ભલકા, મરઘેકુ માર હઠાઈ અબ૦
આઠ કોટ ઓર દશ દરવાજા; ઘેરી ગઢકી ખાઇ;
પાંચમે વાસ વસે ગઢભીંતર, ઉનસે લડાઇ લગાઈ અબ૦
સતગુરૂ સાહેબ સનમુખ રહેવે, ખેતર બીચમે જસાઈ;
ગુરૂ અબધુત ગોરખ બોલ્યા. મો ફેર વાડ કરાઈ અબ૦

### ભજન.

રમતા જોગી આયા નગરમે રમતા જોગી આયા હોજી. ટેક૦
જળકેરી માછલી થળમાં વીયાણી અધર ઈંડા જમાયાહોજી
ઈંડામાં સીડા વિના ચેતન કૈસે આયા. રમતા૦
કાચી મટીકા કુંભ બનીયા, તે અમીરસેં ભરીએલ અંકા;
નવ દરવાજા જે જે પુરૂષે વશ કીધા, તેના દસમે દરવાજે
વાગ્યા ડંકા રમતા૦
ગગન મંડળમાં ગૌધન વીયાણી તેનાં ગોરસ વણ દુધ જમીયાજી
સુરતે સોંધી ને માખણ વીરલે ખાધુ તેની પાસે જગત
ભરમાયા રમતા૦
ચાંચ વિના તે પંખી ચુમારે ગતસે,શીતળ ઉનકી છાંયા હોજી
મચ્છંદર પ્રતાપે જતી ગોરખ બોલ્યા ચાલ્યા સો નર પાય રતી૦

### ભજન

જાગત વીરલા કોઈ ન જાણે જીવે ગુરૂ,
વિના અગમ ધુન મગનમાં લાગી.

આતમસેં એક ધમણુ ધમાયા, ઉલટા તે પવન ચલાયા૦
અગમપુરીમાં એક અગમ અંગી રી ઇનસેં ધ્યાન લગાયા જી૦
વંકનાલસે વોરા ચલીયા, સુખમણુ કયારા પીલાયા. જી૦
એક કયારામેં દો દો મણુકા નીપજે, વાકા મુલ ન પાયા. જી૦
ભવ સાગરમેં એક હીરલા છુટા; હીરલાકુ એરણે ચડાયા. જી૦
સુરત શાણુશી હઇયા હથોટી હીરલાકુ ખરા કરાયા. જી૦
ત્રીવેણીમાં ટંકશાળ મંડાવી, હીરલામેં હીરલા મીલાયા, જી૦
ભણે ગોરખનાથ સુણુરે મછેન્દર મારે સતગુરૂપાર લગાયા. જી૦

## ભજન.

આતમદેવ અલક કરી જાનો ઈન સંગ ધ્યાન લગાવો. ટેક૦

કાચી માટીકા એક કુભ બનાયાજી,
માંહી પકવાનકા યંત્ર લગાયા. આતમ૦
ધંધા કરમેં સબ રંગ ભુલ્યા,
તે ભુલ્યા સકલ સંસારા
પાંચકુ મારી પચીસ હઠાવો,
સુરતાકુ પકડી મંગાવો આતમ૦
નુરત સુરતસે પાની ભરલે.
પાકા રંગ લગાવો, આતમ૦
તલભર તાળા રજભર કુચીજી
કાળ ક્રોધકા કરડારો કટકાજી,
સોહમ જાપ જપાયા આતમ૦

શીશ ઉતારી સતગુરૂકુ દીયા.
તો અજલ અમર ઘર પાયા. આતમ૦
ભણુતા ગોરખ નાથ સુણુરે મછેન્દરી
મારે સતગુરૂ પાર લગાયા. આતમ૦

## ભજન.

ઊંડો કુવો સંતો જળ વિના, નીત્ય ભરે પાણીયારી
અસત જુઠું નવ બોલીયે બ્રહ્મા જુવોને વિચારીરે ટેક૦
હેઠે કુભાર ઉપર ચાકડો મેં ફરતા તે દીઠો
કીડી કેરો નેત્રમાં હસ્તી જાતો મેં દીઠો ઊંડો૦
નદી કેરાં નીર ઊલટયાં. જઇ પરવત ચડીયાં
હરણે પાસો બાંધીયો માંહી પારધી પડી ઊંડે૦
હેઠે ભમર ઉંપર કમળ છે માળી છાબમાં દીઠો,
તેને પ્રેમે વાપરો ચૌદ લોકમાં મીઠો ઊંડો૦
હેઠે ગાગર ઉપર પાનીયારી, તે મેં ભરતાંરે દીઠી,
ગોરખ બોલ્યા વિનતી વાણી છે બહુ મીઠી ઊંડો૦

## ભજન.

એરણુ અજબ બનાયા મેરા સતગુરૂ એરણુ અજબ બનાયા ટેક૦
આગ મીલાકર એરણુ થાપી ઘડીયા તાર મીલાયારેજી;
નુરત સુરતકી નળીયું મીલાદે ઊલટા પવન ચલાયા મેરા૦
હરદમ હથોડા સુરતા નીસરાણી શી અકલ પીલાયા;
કુબુદ્ધિ કોટે કરાંલ કડાં જલાયેહે, આતમકુ ખુબ નાયા મે૦
સત કેરા સાયબ પ્રેમ રસ પાયા તે મારી તલપ બુજાયા;

મમતા મારી ભલે વશ કીધી, આતમકુ સુખ આયા મે૦
નાભીકમળ પર નાવ ચલતેહે, ત્રીકુટી ધ્યાન લગાયા;
મછેન્દર પ્રતાપે ગોરખ બોલ્યા અમર આરા થપાયા મે૦

## અખા ભગતનાં ભજન.

એક દીન એસો આવશે તે સબળ મારા રૂદીયામાં ચલેજી
સાગરે મીત્રને કારણે કોઈનુ જોર નવ ચાલેજી
કાઢો કાઢો એને સૌ કરે જાણે જન્મ્યોજ નોતોજી, એક૦
પડતો ઘુઘટ આળગો કરો, રોકયા દશે દરવાજા,
કાળે કાયાનો ગઢ ઘેરીયો રોકશે દેહનો રાજાજી,
સોળરે વરસની સુદરી ઉભી ટગમગ જુવેજી,
આરે કાયામાં હવે કાંઇ નથી, ઉભી ધુસકે રૂવેજી,
વેઢ વીંટીને સાંકળાં નાના વીધના વાઘાજી;
કુટુંબ મળ્યું સહુ સામટું સરવે લુંટવાને લાગ્યાજી;
બેની વળામણ શેરીયે માતા ઝાંપેથી વળશેજી, એક૦
સગાંરે સગાં તમે શું કરો સગા વાળીને વળશેજી
સગાંરે વન કેરાં લાકડાં આવી ભેળાં બળશેજી, એક૦
કોના છોરૂને કોના વાછરૂ કોનો ભાઈને બાપજી;
અંતકાળે જવું એકલું, સાથે પુન્યને પાપજી એક૦
એક નહિરે ત્રાપો નહિ તુબડા નહિ કાંઇ ઉતારાનો આરોજી
કરજોડી અખો એમ બોલીયા પ્રભુ મને પાર ઉતારોજી એક૦

### ભજન.

આતમ એક છે હાં, એકે ઓદર એક ખાણુરે,

અઢાર આવ્યા પછી ઉત્તમ મધ્યમ થઇ છે તાણાતાણ ટેક૦
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શુદ્ર ને વર્ણ કર્યા છે અઢાર,
સાર જોતાં સોનુ એક છે ઘડાયા ઘાટ અપાર, આ૦
જ્ઞાન દ્રષ્ટિએ જુઓ તપાસી માં કરો તાણા તાણ
સર જોતાં શેરડી એક છે ગોળ સાકરને ખાંડ આ૦
નવસેં નવાણુ નદિના નીર છેરે એને જુજવા જુજવા જાણ
મહા સિંધુમાં જઇ મળ્યા નીર પોચ્યાં નીરવાણ આ૦
હસ્તી કેરાં હાડકાંરે કરમાં પેરે સુહાગણ નાર,
નવાણે ચોકો જઇ કરો એતો દેખીતુ પાખંડ જાણ આ૦
આચારીને સદા અવગત મુળમાં જાતાં મરમ,
કહે અખો એવા ભરમે ભુલ્યા કોઇક છુટે કરમ. આ૦

ભજન.

ચેતન ચેતજોરે હાં, આવ્યો તારો મનુષ્ય જનમ અવતાર
સ્મરણ કરીલે જીવણા અભાગીયાને.
પ્રભુને ભજોતો ઉતારે ભવ પાર. ચેતન૦
કાયા કાગદ જેસી કોટડીનેરે ભરીયેલા અનગળના ભારરે
કાયા બેડી તારી બુડવા લાગીને સંતો ઉતારે ભવપાર ચેતન૦
હરીના નામના હાટ મંડાવોરે ભકિતનો કરો વેપારરે,
વીઠલ નામની વસ્તુ વારોને તોલા રાખો ટકંશાળરે ચેતન૦
ધીરજની તમે ઢાલ બાંધોને સત્યની બાંધો તરવારરે,
રામ નામની બખતર પેરોને માંયલા કાળીંગાને માર,ચેતન૦
માત તાત તારાં કુટુંબ કબીલાને ઘરે સકળવંતી નારરે

હરી તુઠા તેને સુખજ આપેને જમવા આલે જાજી જારરે ચેતન
સેજ તળાયુ ને અવલ ઓસીકાને ધન દોલતનો નાહ પાર.
આંહીનું ધન તારૂ આંહીજ રહેશેને સાથે નહિ આવે તલભાર
દેવાયતો તમે અંનદાન દેજોને ભરીયા છે ગર્થ ભંડારરે,
ભુતનાથ ચરણે ભણે અખૈયોને સંત વચન છડીદારરે, ચેતન૦

ભજન.

વીરા મારા વાડીયુ વધાવજો રે હાં.
સાચા સતગુરૂ મુનિવર સેવીયે ટેક
જોત્યેને પાટેરે જામો જાગશે, મળશે નર ને નારીરે;
મોટા મોટા મુનિવર આવશે, બેસે આસન વાળીરે. વી૦
અંપો મરવો ને કેવડો, લીલુડી નાગરવેલરે;
ફાલી ફુલી વાડી ઉલટી, મનની આંટીયું મેલેરે, વી૦
છડિયુવાલારે ચાલી નીકળ્યા પંથે નહિ પુગે પાળારે;
ભલાઈવાળારે ભેટશે, કુંડીયા દેશે મોં ટાળારે વી૦
સામટો સ્વાર્થ તમે કાં કરો ફળ તમે ખાઓને વેંચીરે;
આવતા અભીયાગત ઓળખો, કાં બેઠા આંખ મીચીરે. વી૦
ભાવતાં ભોજન તમે કાં જમો કયાં થાઓ આપે અકરારે,
ધણીને દરબારે લેખું પુછશે, મારશે સોટાના મારરે વી૦
શુરા હોય સો સનમુખ રેવે પગલાં નહિ ભરે પાછારે;
શીશ પડે વાકો ધડ લડે ધડ ડગલા ભરશે સાચારે વી૦
રેવુંરે રામાપીરના પંથમાં ખેલવું ખાંડાની ધારરે,
ભુતનાથ ચરણે ભણે અખૈયો સદગુરૂ પાર ઉતારરે વી૦

## ભજન.

સાધુ મેરા ભાઇરે પ્રેમને ભલકે લડીયે હોજી ટેક૦
મન મારીને મર્દન કરીયે, કાંઇક જરણા ધરીયે,
સીલ સતો સંઘરણ કરી; સંતોના ચરણોમાં વસીયે સા૦
આયુધ બાંધીને થંયે આકાશ સધીરા સધીરા ચલીયે;
દીલ સામારે ડગલા ભરી, ભુપતશુરે મળીયે સા૦
કુરૂક્ષેત્રમાંરે લડવા કેશરીયા કરીએ,
શીર માટે સદગુરૂ મળે, તેનો ધોખો ન ધરીએ. સા૦
સતની કમાન ચડાવીને, સીંગા ભેલાંજ કરીયે;
વાંભો ભરીને તીર ચોડીએ, માહેલાને મારીને મરીયે સા૦
ઘીના ઘડા અગ્નિપર ધરીએ, પરજલવા ન દઇયે,
પાંચ કળાને વશ કરી છુટે છેડે ફરીયે. સા૦
સ્વર્ગના સામૈયા ત્યાં તો આશા ન કરીએ. સા૦
ભુતનાથ ચરણે ભણે અખૈયો; તેજમાં તેજ મીલાયા. સા૦

## ગણપતનાં ભજન.

આવોને આતમ રામ આપણે જ્ઞાન સાંભળીયે,
એવી પ્રેમની તો રીત રૂડી પાળીયે હેજી ટેક૦
કરીયે સત્યનો વિચાર સતિયાં હોય નરને નાર;
સતે ચાલેછે સંસાર સતે મેઘ વરસે ધાર. આવો૦
પીતળ પીળું દેખાય જયારે સોની પાસે જાય;
એતા અગ્નિમાં તપાય ત્યારે એની કીંમત થાય આવો૦
મોતી મીણીયા ધોયે, એનું નીર ઊતરી જાય;

ભાંગે કદી ન સંધાય, એનું મુલ તે શું થાય. આવો૦
હીરા જવેરી ઘેર જાય, જ્યારે એરણમાં ઓપાય;
ખમશે ઘણુ કેરા ઘાય ત્યારે મુલથી વેચાય; આવો૦
જ્યારે સભાઓ ભરાય. સાધુસંત ભેળા થાય;
સતની છાપ છપાય, ત્યારે ભકત તો કેવાય, આવો૦
ગુરૂની ગમ વીના ગાય. એતો મુરખારે કેવાય.
એનો મોક્ષ તો નવ થાય, નુગરા નરક માંહી જાય. આવો૦
પ્રેમનો પાટ તો મંડાય, પીરની જોત્ય પ્રગટાય;
મનની માંડવી રચાય, દિલ શુધ દાન તો દેવાય આવો૦
ગંગા સમુદ્રમાં જાય ત્યારે એક રૂપે થાય
તેમાં નર નારી નાય, તેનો મોટો છે મહિમાય. આવો૦
આસન પદમ તો બંધાય, સોહંમ જાપતો જપાય;
ત્યારે સીધ કારજ થાય. ત્રિકુટી ધ્યાનમાં દેણાય આવો૦
તૃષ્ણા તરત મટી જાય, આતમરૂપ તો ઓળખાય;
તેનો જીવનો શીવ થાય; એને ગુરૂ ગણુપત ગાય આવો૦

ભજન

જુના ધરમ હયો જાણી; મારા સંતો ભાઇ જુના ધરમ હયો
જાણી. ટેક૦
નદી કીનારે કોઇ નર ઉભો, તરસ્યા નહિ સમાણી હજી;
કાંતો આળસુ અંગ એહનું, સરીતા ખરે સુકાણી. મારા૦
કલ્પતરૂ તળે કોઇ જન બેઠો, ક્ષુધા ખુબ પીડાણી હજી;
નહિ કલ્પ એ બાવળીયો કે, ભાગ્યરેખ ભેળાણી, મારા૦

સદગુરૂ સેવે શીશ નવ સુધર્યાં; વિમળમળી નહી વાણી હેજી,
કાં ગુરૂજી છે જ્ઞાન વિનાના, કાં પાપી એ પ્રાણી. મારા૦
ચિંતામણી મળી પણ તાયે, ચિંતા નવ ઓલાણી હેજી;
નહી ચિંતામણી નક્કી એ પથરો, વસ્તુ નવ
ઓળખાણી મારા૦
મળીયું ધન તોય મોજ ન માણી, કહું કરમની કહાણી હેજી;
કાંતો ભાગ્ય બીજાનું ભરીયું કાંતો ખોટી કમાણી મારા૦
અમૃત મળીયું પણ અમર થયો નહિ પીવાની જુક્તિ
નવ જાણી હેજી
કાંતો ઘટમાં ગયું નહિ કે પીવામાં આવ્યું પાણી મારા૦
ધરમ ને કર્મ ભક્તિ જાણે ભેદ વિના ધુળધાણી હેજી
કે ગણપત સમજી હ્યો સંતો પુરી પ્રીત સમાણી મારા૦

## ભજન.

અખંડ અનાદીરે, અનુભવી જે હુસેરે કરશે એતો ભક્તિકેરૂં કાજ.
સતગુરૂસેવો સાચાં સંતનેરેજી મેહ્લી કાંક લોકતણી લાજ. અખંડ૦
સતગુરૂ શબ્દેરે કાળજ સોધીયું, પ્રગટયા પરી બ્રહ્મીનંદ;
મન જેવું માન્યુરે સતસંગમાંરે ન પડે પાછુ અંગ, અખંડ૦
પ્રેમને પ્યાલોરે પીધો જેને પ્રીતથી રાખી રૂદયામાં રૂડી રીત
શીરને સાટે સેવો સાચા સંતને,
હોય કાંઇ પુરવ જનમની પ્રીત અખંડ૦
ભકિતના ભાવે ભુદર ભેટીયા જેની ભાંગી મનડાની ભ્રાત,
ગુરૂને પ્રતાપે ગણપત ગાય છે.
રાખો આપ ચરણમાં દાસ, અખંડ૦



# સુદામાની અકળલીલા.



એક વખત વિઠ્ઠલવર આલ્યા. ભાવ ભગત ઉપર લાવ્યા
બાળસ્નેહી સુદામાને મળવા માધવજી આવ્યા. ૧

સુદામાપુરી પ્રભુ પધર્યા. નરનાંરીને હેત વ્યાપ્યું;
પવીત્ર પત્ની સુદામાની; હરજીને આસન આપ્યું ૨

સુદામા કહે છે નારીને ચડાવ્ય ચુલે તપેલી;
રીદ્ધ સીદ્ધ ને નવે નીદ્ધતે આ હરીએ મને આપેલી. ૩

મુષ્ટી તાંદુળ લઇ માધવે; મને ઘણો ગ્રહસ્થ કર્યો;
દારીદ્ર હતું દાણા નવ મળતા, તે દુઃખનો દીવસ હર્યો. ૪

શામા રસોઇ કરવા બેઠાં, શાક પાક શામગ્રી ઘણી;
રોટલીની શેર કણેક બાંધી, તેમાંથી અચ્છેર વણી. ૫

ત્યારે સુદામા કહે શામને. શીદ ભુખ્યા બેસી રહીએ;
રસોઇ તઇયાર થવા આવી, નદીએ નહાવાને જઇએ. ૬

એટલે ઉઠયા શ્યામ સુદામા એક એકના કર ઝાલ્યા;
સ્વચ્છ ધોએલાં વસ્ત્રજ લીધા વાતો કરતા બેઉ ચાલ્યા ૭

સુદામા કહે સુણો સામજી. હું બ્રાહ્મણ ઉપર હેત લાવો;
લોક વાત કરે છે માટે અકળલીલા બતાવો. ૮

એ અકળ લીલા જોવાને માટે મોહન હું મરૂ મથી;
શામ કહે અકળલીલા જોવામાં કાંઈ સાર નથી. ૯

સુદામા કહે મારે જોવી એમ્ કરતાં નદીએ આવ્યા.
અકળલીલા હરજીવનજી, દેખાડવા દીલ લાવ્યા. ૧૦

શામ કહે સુણો સુદામા, મન તણો મમત મેલો;
આ પારથી ડુબકી મારે તે, પેલે પાર કોણ જાય પેહેલો. ૧૧

એમ કહી સુમતે ચઢીયાં, પડીયા નદીના નીરમાં;
ત્રણ લોકનો નાથ ત્યાંથી, જઈ ઉભો સામી તીરમાં. ૧૨

અકળલીલા નથી ઓછી, નૌતમ નટવર નાગરમાં;
હરજીએ હડસેલી મેલ્યા, સુદામાને સાગરમાં. ૧૩

બે ઘટીકાએ બહાર નિકળ્યા, પસ્તાવો મનમાં કરતા.
ક્યાં ગયું ઘર ને ક્યાં છે ઘનશામ, આંખે બહુ આંસુ ભરતા ૧૪

ભારે જળ જોઈ ભડકી ઉઠયા, ભજવા માંડયા દીનબંધુ;
નદી મારી ક્યાં નાશી ગઇ, ક્યાંથી આવ્યો આ સિંધુ. ૧૫

આ જળથી નહી જાઉ જીવતો, કહી જુગદીશનું ધ્યાન ધર્યું;
દામોદરને દયા ઉપસી, સાગર વચ્ચે ગામ કર્યું ૧૬

તેમાં મલેચ્છ મનુસ્ય વસ્યાં, અવળી રીતે તે ચાલે
બ્રાહ્મણ શુદ્ર સરવે સરખા; એક એકને કન્યા આલે. ૧૭

તેવા ગામમાં ગયા સુદામા, નગરશેઠ સામા મળ્યા;
બ્રાહ્મણ તમે ભલે પધાર્યા, કહીને સાથે લેઇ વળ્યા ૧૮

વીપ્ર કહે સુદામાપુરી, કહો શેઠ કેટલે હશે;
શેઠ કહે સુદામાપુરીમાં; જાતાં વીસ વરસ થશે. ૧૯

વીશ દીનથી વહાણ ગયાં છે, તે જઇને પાછાં આવશે;
પછી તમને ઘેર પહોંચાડે, સાઠ વરસે જવું ફાવશે ૨૦

સુણી સુદામા સંતાપ કરતા, કોને ઘેર જઇને રહીશું;
પેટ પાપી પુણવા લાગશે. કયાં જઇને અન્નજ ખઇશું ૨૧

શેઠ કહે સંતાપ ન કરશો, સહુ તમારૂં કષ્ટ કાપું;
ખાવા પીવા ઓઢવા પેહેરવા, રહેવાને મંદીર આપું. ૨૨

મારે પેટ છે પવિત્ર પુત્રી, પરણાવું તમને કન્યા;
સુદામા કહે લેઉ શુદ્રની, થાય અતી અધર્મ અન્યા ૨૩

ત્યારે શેઠ કહે આ ગામમાં, બ્રાહ્મણ શુદ્ર સઉ સરખા;
સઘળે એઠું અન્ન મળવાનું, ભુખે કયાં મારશો વળખાં. ૨૪

એટલે સુદામા અકળાયા, ગામ લોક ગરદન ઘાલે;
સાઠે વરશે ઘેર જવાનું અન્ન ઉદક વિણ કેમ ચાલે ૨૫
અન્ન ખાઇશું ને વટલાઇશું, પરણ્યામાં ચિત્ત પેઠું છે;
ન્યાત રહી સુદામાપુરમાં ત્યાં, જાણવા કોણ બેઠું છે. ૨૬
એવું સમજી કન્યા પરણ્યા, જુદું ઘરબાર લેઇ રહ્યા;
પત્નિ રાંધે પોતે જમે, ભ્રષ્ટો ભેગા ભ્રષ્ટ થયા ૨૭
સુદામાએ સંસાર માંડયો, નારીને પાંચ પુત્ર થયા;
પાડોશમાં એક અબળા મુઇ હતી, તે સારૂ શ્મશાન ગયા ૨૮
ઘણુંક માણુસ ગયું મશાણે, મડદુ છોડીને જુવે;
જે નારી મુઇ તેનો નાથજી, આંખે આંસુથી રૂવે. ૨૯
કાષ્ટજ લાવી ચીતા ખડકી, ચીતામાં બહુ જીવ પેઠો;
નારીનું મુસ્તક ખોળામાં લેઇને પીયું બળવા બેઠો. ૩૦
સુદામા જોઇ વિસ્મે પામ્યા, બળનારો મુરખ જેવો;
સ્ત્રી સાથે પુરૂષ બળે, આ અનર્થ અવળો કેવો ૩૧
તે સુણીને સઉ જન બોલ્યા; સુદામા તું છે મતિયો;
ગામ ચાલ છે નારી પુઠે, સ્વામી હોય તે થાય સતિયો. ૩૨
સુદામા કહે ચાલજ ખોટો, તેને તમે માન્યો ખરો;
કોઇ પુરૂષ બળે નહી તને, કહો ભાઇ તમે શું કરો. ૩૩
લોક કહે તોડીએ ન ધારો, બાંધીને સાથે લઇએ;
સારી રીતે બળે નહીં તો, પરાણે બાળી દઇએ, ૩૪
સુદામા કહે અરે શામજી. સરવે લુચ્ચા લોક નડશે;
મારી પત્નિનો પંડ પડે તો, મારે પણ બળવું પડશે ૩૫

એવો એવો સંતાપ કરતાં, ભજતાં શ્રી અંતરજામી;
હરી લીલાથી સુદામાની પત્નિ પણ મરણ પામી ૩૬
સુદામાએ સબ દીઠું ને પોક મેલી રડવા બેઠા;
જાણ્યું મને જોડે બાળશે, કોઠીઓ વચ્ચે જઇ પેઠા. ૩૭

નગ્ર તણા ત્યાં લોકો આવ્યા. મડદું ઉપાડયું હાથે;
સુદામાને શોધી કહાડો, બળવા સારૂ લ્યો સાથે. ૩૮
સુણી સુદામા થર થર ધ્રુજ્યા, ખુણે રહી આખો ચોળે;
લોક લાઠીઆ લઇ લાકડીઓ; કોઠી કબાળા ખોળે ૩૯

ખુણામાંથી ખોળી કહાડયા, ખેંચીને બારણે લાવ્યા, *
હાથ ઝાલી હઠવા ન દીધા. તેડીને મસાણ આવ્યા. ૪૦

ચિતા ખડકી સહુ લોક બોલ્યા, બાકી ન રહે વિત્યામાં;
પહેલેથી સુદામા સમજી, બીરાજો આ ચીતામાં ૪૧
સુણી સુદામા કરે સોચના, અગ્નિના ભડકા દીશે;
ફોલ્લા ઉઠશે પાણી છુટશે, દુઃખ પામીને જીવ જાશે. ૪૨
અગ્નિ ના ખમાય ને જીવ જાય, બળ્યું બળવું નારી સંગે;
એ કરતાં પડું દરીઆમાં, વેદના વ્યાપે નહીં અંગે ૪૩
એવું મન વિચારી બોલ્યા, બળવાને તૈયાર થાવુ છું;
ઉભા રહો ભાઇ મેલો મને, એકવાર નાહવા જાઉં છું. ૪૪
એમ કરીને છેતરી ચાલ્યા, જળમાં જંપાપાત કીધો;
સ્નેહી સુદામાને શામળીએ, નદીમાં ખેંચી લીધો. ૪૫

સુદામાએ ટેકું કહાડયું, એટલે હસ્યા વનમાળી;
પ્રભુ કહે તમે રહ્યા છો પાછળ; હું આગળ છું લ્યો તાળી ૪૬
સુદામા કહે શની તાળી, ઘણાંક વરસ વહી ગયાં;
સાચું કહેજો સમ છે મારા કયારના અહીંયાં ઉભા રહ્યા. ૪૭
કૃષ્ણ કહે કે હમણા આવ્યાં નારી રાંધી રહી હશે;
વીઠ્ઠલ કહે વસ્ત્રજ પહેરો. રસોઈ ઠંડી થઇ જશે. ૪૮
સુદામા કહે શું બોલો છો. ઘણા દીવસ વહી ગયા;
સીંધુ બેટમાં પ્રેમદા પરણ્યો. પાંચ પુત્ર તેનેજ થયા, ૪૯
ત્યાં સુધી શી રસોઈ રાંધે જોવાને જઇએ વહેલા;
બંસીધર કહે આ શું બોલો મુજ મિત્ર થયા ઘેલા. ૫૦
શાંનાં છોકરાં શાની નારી, કહીને શ્રી કૃષ્ણે કર ઝાલ્યા;
ગાંડા જેવા ગણે મીત્રને, સુદામાને મહેલે ચાલ્યા;. ૫૧
ઘરમાં સ્નેહી સાથે બેઠા અકળલીલા બહુ પાકી,
રામાની રસોઇ જોઇ તો, નવટાકની રોટલી બાકી ૫૨
તેવું જોઇને ઝાંખા થયા સુદામા પડીઆ વીલા;
શામ કહે તમે સંસાર માંડયો તે સઘળી મારી લીલા ૫૩
સુદામા કહે તમ અકળલીલા શું વખાણું મુખ થકી;
ત્રીકમજી તમારી લીલા સ્વપ્ને પણ જોવી નથી. ૫૪
સુદામાજી બન્યા બાવરા ભકત જનને મન ભાવે;
વ્યાસ વલ્લભ વાણી વદે કથ્યામાં તે કેમ આવે. ૫૫

---